# रीती अने नितिनां

मीठां

# बोध वचनो.

---

ભાગ ૧ લો.

---

છપાવી પ્રગટ કરનાર.

મગનલાલ શંકર પટેલ.

આંગરોળ.

---

નડીઆદ ' સત્યસાગર ' પ્રેસ.

સને ૧૮૮૯ તા. ૨૦–

કિંમત ૦–૧

# बोधवचनो.

૧ મોટે પરોઢીએ ઉઠીને ઈશ્વર સ્મરણ કરવું.
૨ મોટી સવારમાં ઉઠીને ભણવું.
૩ વિદ્યામાં ચિત્ત લગાડયા વિના આવડે નહીં.
૪ ભણતાં રમતમાં ચિત્ત ઘાલવું નહીં.
૫ વિદ્યા વિના ડાહાપણ નથી.
૬ ડાહાપણ વિના પ્રતિષ્ટા નથી.
૭ પ્રતિષ્ઠા વિના જીવતર ફોકટછે.
૮ વિદ્યાવતની ગરજ સર્વને પડેછે.
૯ ઘેર હોઈએ તો માબાપની આજ્ઞા પ્રમાણે ચાલવુ.
૧૦ સોળ વર્ષ સુધી પોતાની બુદ્ધિએ ચાલવું નહીં.
૧૧ માબાપ, ગુરૂ, ધણીની સમાન આજ્ઞા પાળવી.
૧૨ વિદ્યા ભણાવનાર, આપનાર, ભરથી બચાવનાર એ ત્રણેને બાપ સમાન જાણવા
૧૩ ભણવામાં મમત રાખવો.
૧૪ ન સમજાય તે પૂછવું પૂછીને પંડિત થાય.
૧૫ રોજ કેટલું શિખ્યા તેનો વિચાર કરવો.
૧૬ જેને ચારલોક શાણો કહે તેની મિત્રાઈ કરવી.
૧૭ બશાનીની મિત્રાઈ કરવી નહીં.
૧૮ કોઈની નિંદા કરવી.

... જુબાની કરવી નહીં.

૨૦ નમ્રતા રાખવી.

૨૧ ગર્વ કરવો નહીં; પોતાની ભૂલ જોવી.

૨૨ સારા મિત્ર સાથે બગાડ કરવો નહીં.

૨૩ ઇશ્વરે આપ્યું હોય તેટલાથી સતોષ માનવો.

૨૪ સંતોષ શિવાય સુખ નથી.

૨૫ બૈરીની ટોળીમાં બેસવું નહીં.

૨૬ હસતાં હસતાં બોલવું નહીં.

૨૭ બોલતાં લજવાવુ નહીં.

૨૮ અભિમાનનો બોલ બોલવો નહીં.

૨૯ જેની જેવી યોગ્યતા તે પ્રમાણે તેની સાથે બોલવું.

૩૦ મોટા સાથે આધિનતાથી નમ્રપણે બોલવું.

૩૧ બરાબરીઆ સાથે હળી મળી બોલવું.

૩૨ નિચા સાથે કામ જેટલું બોલવું.

૩૩ તારૂં કામ કરીશ એમ વિશ્વાસ આપવો નહીં.

૩૪ સત્યવાદી સર્વે ઠેકાણે માન પામે.

૩૫ મિત્રની પરીક્ષા સંકટ સમે થાય.

૩૬ વિચાર કર્યા વિના એકાએક કામ કરવુ નહીં.

૩૭ શિખામણની વાત સાંભળે નહી તે બેરા.

૩૮ કામની યોગ્યતા જાણે નહીં તેને પશુ જાણવો.

૩૯ સમય શોભતું બોલે નહીં તેને મુગો જાણવો.

૪૦ બૈરોના મોહમાં આવે નહી તે—શૂરો.

૪૧ સંકટથી બચે નહી તે—ધીરો.

૪૨ બીજાને દુઃખ ... તેનું કામ કાઢે તે—ડાહ્યો.

૪૩ જેને ધંધો નહીં તે—શત્રુ.
૪૪ જુવાની, ધન, આયુષ્યનો ભરોસો રાખે નહીંતે—સાવધ.
૪૫ જે સદા સંતોષી છે તે—ધનવાન.
૪૬ જેની આશા મોટી તે—દરીદ્રી.
૪૭ જેનું ચીત ચંચળ નહીં તે—સુખી.
૪૮ જેને હાથે પરોપકાર થાય તે—મોટા.
૪૯ પોતે એકલો વૈભવ ભોગવે તે—ચોર.
૫૦ બાહ્યબંધ હુડતાળી ન રાખવો.
૫૧ શત્રુથી બીતા રહેવું.
૫૨ સામટા સાથે વેર નરાખવું.
૫૩ ગરીબ દુબળાની હાંશી નકરવી.
૫૪ ઘરડાની મર્યાદા રાખવી.
૫૫ મોટાઇ ત્યાં સુધી કે બીજા પાસે માગવું નહીં.
૫૬ બીજાપાસે માગવા સમાન દુખ નથી.
૫૭ શરમ રાખ્યાથી કામ થાય ત્યાં શરમ રાખવી.
૫૮ શરણે આવે તેને રાખવો.
૫૯ દુઃખની વેળા સારૂ દ્રવ્ય સંઘરવું.
૬૦ જે આજ કરાય તે કાલમાટે રાખવું નહીં.
૬૧ દમડી દમડીએ રૂપિઓ થાય.
૬૨ વ્યસન માટે પૈસો ખરચવો નહીં.
૬૩ ટાપટીપ કરે રો વિદ્યાથી શોભા વધારે થાય.
૬૪ લુગડાં ઘરેણાંથી શોભાવું તે હલકા માણસનું કામ.
૬૫ અમથું ભટકવું નહીં.
૬૬ નવરા બેશી રહેવું

૬૭ મૂર્ખા સાથે વેર રાખવું નહીં.

૬૮ ઉધાર [illegible] ભાતભાતની ટેવ પાડવી નહીં.

૬૯ રાજાની મસલતમાં ચિત્ત ઘાલવું નહીં.

૭૦ સારાં કામ કરવાથી સાંભરે ત્યારે સુખ થાય.

૭૧ સારૂં કહી બતાવવું નહીં

૭૨ ચડતામાં વધારે ચડતાની પડતામાં વધારે પડતાની તરફ જોઈ વધારે સંતોષ વાળવો.

૭૩ વાત કરતાં ચિત્ત દઈ વાત નસાંભળે તેને વાત નકરવી.

૭૪ ઉચે જીવે બોલવું નહીં.

૭૫ બે જણ વાત કરે ત્યાં બોલાવ્યા વિના જવું નહીં

૭૬ હરેક વાત કરતાં જરુરતીથી પોતાની વાત જણાવવી નહી.

૭૭ વિદ્યાનો વાદ વિવાદ નકરતાં રૂડી સમજણ લેવી.

૭૮ પોતે ડાહ્યા થઈ આગળ બોલવા જવું નહીં.

૭૯ બીજાના ગુણના વખાણ કરવા.

૮૦ નિત્ય કરતા દરેક અઘરૂં કામ પૂરૂ થાય.

૮૧ દ્રવ્ય કરતા પ્રતિષ્ઠા ને સર્વ કરતાં શરીર સાચવવું.

૮૨ એક વાર શત્રુ થયો હોય તેનો ભરોસો કરી છાની વાત કહેવી નહીં.

૮૩ પ્રારબ્ધ ઉપર રહેવું નહીં.

૮૪ કોઇ કાંઈ બોલે તેનો સાર સમજી લેવો.

૮૫ ભક્તિ વિના દુઃખમાં બીજાથી ધીરજ મળતી નથી.

૮૬ મુર્ખ દોસ્ત કરતાં ડાહ્યો દુશ્મન ભલો એમ સમજવું.

૮૭ કોઈ કામ નથઈ શકે એમ છેજ નહી; માણસ ધારે તે કરે.

૮૮ મનુષ્ય પ્રયત્ન ની ચેહેનત કરવી. આ-

ણુસના હાથમાં છે ને લાભ દેવો ઇશ્વરના હાથમાછે.

૮૯ ટીપે ટીપે સરોવર ભરાય ને કાકરે કાંકરે પાળ બંધાય.

૯૦ મોટી ઉમરે કોઈ દીવસ ઝાઝી ફુરસદ મળે નહીં, તેવા માંચ મિનિટ પણ નકામી જવા દેવી નહીં.

૯૧ આજનું કામ કાલને માથે રાખવું નહીં.

૯૨ વધારે કામ જેટલા વખતમાં થાય તેના કરતાં ઓછા વખતમાં વધારે કામ થાય કારણ કે વધારે વખત હોવાથી ઘડીક રહીને કરશું. એમ મનમાં થાય છે, અને એમને એમ વખત અલ્પો જાયછે અને ઓછા વખતમા ઘણું કામ થાય છે, કારણ કે વખત થઈ રહેશે એવી દેહેશત રહે છે

૯૩ ભણવાનાં તમામ સાધન સાથે રાખવાં.

૯૪ નોટબુક ને પેનશીલ હમેશાં પાસે રાખવી.

૯૫ જે વાચવું તેનો મન સાથ વિચાર કરી જોવો, અને કોઇ બાબત વિષે શંકા પડે તો તે નોંધી પોતાથી ડાહ્યા હોય તેને પૂછવું. પૂછે તે પંડિત થાય.

૯૬ પોતાથી હલકા પાસેથી પણ સારી વાત ગ્રહણ કરવી.

૯૭ ચડતીમાં ફુલાવું નહી, ને પડતીમાં ગભરાવું નહીં.

૯૮ ચડતીમાં આપણાથી મોટાનો દાખલો લેવો ને પડતીમાં આપણાથી નાનાનો દાખલો લેવો.

૯૯ હમેશાં પોતે પોતાને હલકો ગણવો.

૧૦૦ પોતાના સદ્ગુણ હમેશાં મનમાં ન લાવતાં દુર્ગુણ જોવા ને પોતાની ખામી સુધારવી.

૧૦૧ જ્યારે કોઇ સાથે [illegible] માં . પ્રથમ તેમાં આપ-

બુ... હોય છે તે જોવું.

૧૦૨/ દુશ્મનને શિક્ષા કરવાનો રસ્તો એજ છે કે તેનું ભલુ કરવું.

૧૦૩ ઉપરી સાથે હળીમળી ચાલવું.

૧૦૪ પોતાના સ્નેહીના મોઢે વખાણ્યુ ન કરતાં તેની ભુલ જણાય તો વિવેકથી કહેવી.

૧૦૫ કોઈની અદેખી, નિંદા, બદબોહ ન કરવી

૧૦૬ ઉઠતી વખતે ને સૂતી વખતે ઓછામાં ઓછી પાંચ મિનિટ ઇશ્વરનું, નામ લેવુ ને માફી માગવી.

૧૦૭ એકની એક બાબત ન વાચતા જુદી જુદી બાબત વાંચવી, અને રોજને રોજ લાડુ ભાવતા નથી પણ તેની સાથે શાક, ભાજી, અથાણુ હોય તો મજા આવેછે.

૧૦૮ સમજ્યા વિના કોઈ બાબત વાચવી કે ગણવી નહીં.

૧૦૯ ભલે થોડું કરવું પણ પાકું કરવું.

૧૧૦ ઉઠવું ત્યારે આખા દિવસમાં શું કામ કરવું તેનો વિચાર કરવો.

૧૧૧ અને સુવું ત્યારે કેટલું કામ બાકી રહ્યું તેનો વિચાર કરવો એટલે પૈસાની પેઠે વખતનો હિસાબ રાખવો.

૧૧૨ નિમકહરામી કે વિશ્વાસઘાત કદી કરવો નહીં.

૧૧૩ માણસના ડર કરતાં ઇશ્વરનો ડર વધારે રાખવો.

૧૧૪ જે માણસ પોતાનું સારૂં કરે તેને બીજા પણ જશ આપે, અને પોતાનું સારૂં ન કરે તેને બીજા પણ અપજશ આપે.

૧૧૫ પરમેશ્વરને બધાની ફીકર છે જુઓ તે વગડામાં ઝાડ ને છોડી કેવું ` . તો તે આપણને સુખજ

આપશે એવી પક્કી ખાતરી રાખવી.

૧૧૬ ઘણા ગરીબ માણુસ પોતાની જાત મેહેનતથી આગેવાન બન્યાં છે દરેક બાબતપર મંડી રહેવાની ટેવ રાખવી.

૧૧૭ કામ કરતાં પહેલાં વિચાર કરવો; કે સારૂં છે કે નઠારૂં પછી સારૂં હોય તો તેનું છેડે લાવતાં સુધી મુકવું નહીં.

૧૧૮ હમેશાં શમતા, ઉદ્યોગ, દ્રઢતા એટલે નિશ્ચયપણું. સહનસીલતા એટલે ખમી રહેવાપણું. પરોપકાર બુદ્ધિ એટલા સદ્ગુણ રાખવા.

૧૧૯ બનતાં સુધી બીજાનું સારૂં કરવા તરફ લક્ષ ખેંચવું.

૧૨૦ બનતાં સુધી મૂર્ખ માણુસને પણ નાખુશ કરવો નહીં.

૧૨૧ પારકી આશ સદાનિરાશ, હમેશાં સત સંગત રાખવી.

૧૨૨ પૈસાના કરતાં લાજનો ખપ વધારે રાખવો.

૧૨૩ સારૂં નઠારૂં કરવું તે માણુસના હાથમાં નથી, પણ પરમાત્માના હાથમાં છે માણુસતો માત્ર નીમીત્ત થાય છે.

૧૨૪ ભૂલ, દોષ હોયતો તે તરત માની જવો, જેથી બીજી વાર ભૂલ નથાય અને ભૂલ છપાવવાથી છેવટ વધારે ભૂલ કરવાની માઠી ટેવ પડેછે.

૧૨૫ હમેશાં બીજા માણુસના સદ્ગુણ નજરમાં રાખવા.

૧૨૬ ગમેતેરીતે બીજાને નુકશાન નકરતાં પોતાનું કાર્ય સાધીલેવું.

૧૨૭ હલકા માણુસ સાથે કદિ દુશ્મનાઇ કરવી નહીં.

૧૨૮ બનતાં સુધી કોઈને દુ:ખ મનવવું નહીં.

૧૨૯ નવી ઓળખાણ હોય ત્યાં વગર પૂછે બોલવું નહીં.

૧૩૦ પોતાની હુશિઆરીનાં વખાણ કરવાં નહીં.

૧૩૧ હલકાં માણુસને બુરા ર લાગતી નથી.

૧૩૨ હલકાં બદલુચ્ચા માણસો બહુ ચોર હોયછે, એટલે ડીલનાં કમરાં હોયછે.

૧૩૩ હમેશાં વિનો વેરીને વશ કરે છે.

૧૩૪ પોતાના સ્વાર્થની વાત બીજા કોઈને કહેવી નહીં પણ બીજાને માટે ભલામણ કરવી ઘટે તો કરવી.

૧૩૫ હલકામાં હલકા માણસનો, ને હલકીમાં હલકી ચીજનો ખપ પડે છે, માટે કોઈને હલકું ગણવું નહીં.

૧૩૬ રોજ શું શું કામ કરવું તેનુ વખત પત્રક કરવું, એટલે ઘણો વખત વધારે મળશે.

૧૩૭ જ્યારે એક કામ કરવુ ત્યારે બીજાકામમાં હાથ ઘાલવો નહીં.

૧૩૮ દરેક મનની શક્તિઓને પોતાના કબજામા રાખવી.

૧૩૯ રોજ જેટલુ નવું શિખ્યા તેનો હીસાબ રાખવો.

૧૪૦ બહુ બોલવાની ટેવ રાખવી નહી.

## સમાપ્ત.



## નવાન પુસ્તકો.

### વાંચો ને રાચો.

| | |
|---|---|
| સદ્બોધ વચન ભાગ ૧ લો | ૦—૧—૬ તૈયાર છે. |
| સોના રૂપાનું ઝાડ | ૦—૩—૦ |
| બીજા ધોરણની નોટ | ૦—૨—૦ |
| શીખામણની વાત | ૦—૦—૯ |
| સદ્બોધ વચન ભાગ ૨ જો | ૦—૧—૬ |
| સદ્બોધ વાર્તા | ૦—૩—૦ |
| બ્રાહ્મણ ને સિંહ | ૦—૧—૦ |

ઉપરના પુસ્તકો અમારી તરફથી બાહેર પડશે તેવિષે જેને લખવું હોય તેને નિચેને સરનામે લખવું.

**મગનલાલ શંકર પટેલ.**

માંગરોળ તાલુકાસ્કુલ.

**માંગરોળ.**

---

## રંગીલી અને રસીલી.

## રમુજી.

# वार्ता प्रकास.

કોઇવાર પ્રગટ નહીથએલી એવી.

**અગાઉથી કીંમત. ૦—૮—૦**